બનામે ખુદા.

ન્યુ આલ્ફ્રેડ થીએટ્રીકલ કંપની

ઓફ બોમ્બે.

# ઇશ્વર-ભક્તિ.

નાટકનો ટુંકસાર

તથા

ગાયનો.



નાટક-રચનાર

પં૦ રાધેશ્યામ કવિરત્ન, બરેલી.



પ્રકાશકઃ—

માણેકશાહ કે. બલસારા.

મેનેજીંગ પ્રોપરાયટર,—

ન્યુ આલફ્રેડ થીએટ્રીકલ કં૦ ઓફ બોમ્બે.

પ્રત ૨૧૦૦ )      આવૃતિ ૫ મી      ( સન ૧૯૩૧

મૂલ્ય ૦—૪—૦

૧૬૨૪૯

## —: સુચના :—

આ ચોપડીનો કોપીરાઈટ તથા તે માંહેનો ખેલ ભજવી બતાવવાના
તથા ગાયનો છપાવવાના સર્વે હક્ક નવી આલફ્રેડ નાટક
મંડળીના માલીકોએ પોતાને સ્વાધીન રાખ્યા છે,
જો કોઈપણ આસામી અથવા કંપની એ હકોનો
ભંગ કરશે અને ખેલ ભજવી બતાવશે
અને ગાયનો છાપશે તો તેના પર
તેને જોખમે અને હીસાબે
કાયદેસર પગલાં
ભરવામાં
આવશે.

આ ચોપડી જૈન એડવોકેટ પ્રી૦ પ્રેસમા વાડીલાલ બાપુલાલ શાહે
ન્યુ આલફ્રેડ થીએટ્રીકલ કંપની માટે છાપી ઠ૦ ઘીકાંટા શેઠ જેશીંગભાઇની
વાડી—અમદાવાદ.

# :: :: નિવેદન :: ::

પ્રિય દર્શક વૃન્દ !

આજ ૪૭ વર્ષથી આપની વ્હાલી આ "ન્યુ આલફ્રેડ કંપનીએ" જે આદર્શને સામે રાખી આપની સેવા બજાવી છે, તેથી આપને સુવિદિત છે કે—૧૯ વર્ષથી "વીર અભિમન્યુ, પરમ ભક્ત પ્રહ્લાદ,, પરિવર્તન મશરિકીહૂર, શ્રીકૃષ્ણાવતાર, તથા રૂકમણીમંગલ આદિ નાટકો દેશ અને કાલને અનુસરી પ્રજા સમક્ષ મુકી નાટ્યકલાને અતિ ઉચ્ચ સ્થાન પર પહોંચાડી છે. એટલુંજ નહિ પણ નાટકી જગતમાં અતિશય પરમ પવિત્ર પરિવર્ત્તન કરેલું છે. જેને લઈ આ કંપની ઇતિહાસના પાને મહત્વતા ભોગવી રહી છે

મને અભિમાન થાય છે કે ભારતવર્ષમાં આ એક એવી કંપની છે કે જેમાં વેશ્યાઓ રાખવામાં આવતી નથી તેમજ આપણી રાષ્ટ્ર ભાષાની સેવામાં આગળ વધવા સાથે જેના નાટક એવા પવિત્ર અને ઉચ્ચ ભાવવાળા છે કે ભાઈ અને બ્હેન પિતા અને પુત્રી સાથે બેસી જોઈ શકે છે, ઘણા દિવસોથી મારી ખાસ એવી ઇચ્છા હતી કે આ કંપની દ્વારા બહાર પડતા નાટકોમાં સામાજીક સુધારાની સાથે ઇશ્વરભક્તિના વિષયનો ખૂબ પ્રચાર થાય તો સારૂં, તેજ મારી ઇચ્છા પં૦ રાધેશ્યામ જીએ આ ઇશ્વરભક્તિ નાટકમાં પરિપૂર્ણ કરી છે

આ નાટકની ઉત્પત્તિ શ્રીમદ્ભાગવત તથા ભક્તમાલમાં વર્ણન કરાયેલા **ભક્તરાજ અમ્બરીષની** કથાથી છે, પરન્તુ મુખ્ય કથાની અપેક્ષા, કલ્પનાથી અધિકત્તર લીધી છે, જેથી નાટક એવું તો ઉમદા બન્યું છે કે જેમ ચંદ્રને અલંકાર પહેરાવવા સમાન છે.

હવે આપનો વધુ સમય ન લેતાં આ નાટકના સૂત્રધારનાજ શબ્દો નીચે ટાંકી આ મારૂં નિવેદન હું સમાપ્ત કરૂં છું.

'બહે અબ ભક્તિકી એસી ધાર, નહાકર પાવન હો સંસાર.
છોડ કર જુઠા વાદ વિવાદ, બને સબ અમ્બરીષ પ્રહ્લાદ"

અમદાવાદ;
ધીકાંટા માસ્તર થીએટર.
તા. ૨૨ જુલાઈ ૧૯૩૧

લી. આપનો—
માણેકશાહ કોલાભાઇ બલસારા.

# પાત્ર પરિચય.

## પુરૂષ પાત્ર

ભગવાન વિષ્ણુ—ત્રિલોકીનાથ,
ભગવાન શંકર—સૃષ્ટિ સંહારક દેવતા,
ભગવાન બ્રહ્મા—સૃષ્ટિ કર્તા,
દુર્વાસા—પ્રસિદ્ધ તપસ્વી,
નાભાગ—અયોધ્યાના વૃદ્ધ નરેશ,
અમ્બરીષ—નાભાગના પ્રથમ પુત્ર,
મણિકાન્ત—નાભાગની બીજી રાણી સુકેશીના પુત્ર,
ભૂદેવ—માનવ રૂપમાં ગરૂડ,
સુદર્શન—ભગવાન વિષ્ણુનું ચક્ર,
રૂદ્રદત્ત—દુર્વાસાના ચેલા,
ઈન્દ્ર—સુરપતિ,
કામ—રતિપતિ.
ઘણ્ટાકરણ—એક લોભી મહાજન,
ટેની—ઘણ્ટાકરણનો નોકર,

શિવાય વરૂણ, વાયુ, અગ્નિ, સત્ય, ધર્મ આદિ શક્તિયો તથા રાજના કોઠારી, સિપાહી અકાલ પીડિત તથા ભક્ત મણ્ડલ આદિ,

## સ્ત્રી પાત્ર

પદ્મા—અમ્બરીષની પત્ની,
ઉમા—મણિકાન્તની પત્ની,
સુકેશી—અમ્બરીષની ઓરમાન માતા,
લીલા—ઘણ્ટાકરણની પત્ની,

શિવાય ભક્તિની શક્તિ તથા સાહેલીઓ, અકાલ પીડિત સ્ત્રિયો મહિલા મંડલની મહિલાઓ આદિ,

સ્થાન—વૈકુણ્ઠ, અયોધ્યા તથા મધુવન,

અનામે ખુદા.

# "ઈશ્વરભક્તિ" નાટકનો સારાંશ.

## અંક પહેલો.

પ્રારંભમાં નટ અને નટીદ્વારા મંગલાચરણ.

**પ્રવેશ પહેલો**–વૈકુંઠમાં ગરૂડ અને સુદર્શનને "તપ મોટો કે ભક્તિ મોટી" ? આ બાબત ઉપર વાદ વિવાદ થયો, ભગવાન્ વિષ્ણુએ બેઉને સમજાવ્યા કે તપ અને ભક્તિ બેઉ મોટી ચીજ છે, બુરી ચીજ ક્રોધ છે, તેની ખાત્રી માટે ભક્ત અંબરીષ અને દુર્વાસા બેઉનું ચરિત્ર જોવાને માટે ગરૂડ અને સુદર્શનને મનુષ્યલોકમાં મોકલે છે.

**પ્રવેશ બીજો**–અંબરીષ ભગવાનની ભક્તિમાં લીન રહે છે તેથી નાભાગને આ બાબત ચિન્તા થાય છે કે આ અંબરીષ રાજ્ય કેવી રીતે કરી શકશે! અને નાભાગપત્ની સુકેશી પોતાના પુત્ર મણિકાન્ત માટે રાજ્યની ચાહના રાખે છે. ત્યાં ગરૂડ પોતે ભુદેવ બ્રાહ્મણનું રૂપ ધારણ કરી ત્યાં ઉભેલા છે. અને આ વાતનો નિર્ણય પ્રજાના મત ઉપર રાખવા માટે મલામણ કરેછે.

**પ્રવેશ ત્રીજો**–ઇશ્વરનું નામ નહિ સાંભળવા માટે કાન ઉપર ઘંટ લટકાવનાર ઘંટાકરણ મહાજન, મણિકાન્તને કહે છે કે–હું તમારી તરફેણમાં પ્રજાના વોટ લાવી આપીશ, ત્યારબાદ તે બેઉ તપસ્વી દુર્વાસાના ક્રોધને ભડકાવી તેમને અંબરીષની પાંસે મોકલે છે.

**પ્રવેશ ચોથો**–અંબરીષની પત્ની પદ્મા, જેને હજીસુધી અંબરીષ મળ્યા નથી, હંમેશા અંબરીષની પહેલા ભગવાનના મંદિરમાં આવી પૂજા સેવા કર્યા કરે છે, આજે અંબરીષની આગળ આ ભેદ ખુલ્લો થાય છે, અને પતિ–પત્ની મળી જાય છે, મણિકાન્ત અને ઘંટાકરણના બહેકાવેલા દુર્વાસા ઋષિ આવીને અંબરીષને કહે છે કે–તું ભક્તિના ઘમણ્ડમાં તપ અને તપસ્વિઓનું અપમાન કરે છે આ કારણથી તને હું શ્રાપ આપું છું કે તારા રાજ્યમાં દુષ્કાળ પડશે.

**પ્રવેશ પાંચમો**-ઘંટાકરણ જે ગરીબ લોકને રૂપીયાની ધીરધાર કરે છે. તેઓ પાસેથી મણિકાન્ત માટે વોટ પણ લખાવી લે છે.

**પ્રવેશ છઠો**-દુષ્કાલથી પીડતજનોનો દેખાવ, અંબરીષ રાજ્યના કોઠાર દુષ્કાળીયાઓ માટે ખોલી આપે છે, અને ભગવાન્ વિષ્ણુની કૃપાથી તે ફરીથી ભરાઈ જાય છે.

**પ્રવેશ સાતમો**-દુર્વાસા ઈન્દ્રને આ બાબત માટે આગ્રહ કરે છે કે તમે તમારી શક્તિઓ દ્વારા અંબરીષનું ભક્તિબલ નાશ કરો.

**પ્રવેશ આઠમો**-અંબરીષ ભગવદ્ભક્તિની સમાધિમાં લીન બેઠેલો છે, ત્યારબાદ ક્રમવાર, વરૂણ, પવન, અગ્નિ, અને કામદેવ આવી આવીને તેમની સમાધિ ભંગ કરવા ચાહે છે, પરંતુ ભંગ થતી નથી. છેવટે બ્રાહ્મણના વેષમાં સ્વયં ઈન્દ્ર આવીને હરિનામનું કીર્ત્તન કરીને અંબરીષને સમાધિમાંથી ઉઠાડે છે, અને તેની પાસેથી દાનમાં સત્ય, ધર્મ અને ભક્તિ માંગે છે. એટલામાં પદ્મા આવી આ દાન આપવાનો વિરોધ કરે છે, અને ઈન્દ્રને પોતાના પતિવ્રતના બળથી ભસ્મ કરવા ચાહે છે, ભગવાન વિષ્ણુ પ્રગટ થઈને તેમને રોકે છે, અને બતાવે છે-કે દુર્વાસાનો ક્રોધ આ બધી ઘટનાનું મૂલ છે, ઇન્દ્ર નિર્દોષ છે, વિગેરે વિગેરે. બાદ અતિશય શોભનીય અને ચમત્કારી દેખાવ તથા યવનિકા પાત.

## અંક બીજો.

**પ્રવેશ પહેલો**-ઉમાની પોતાની સખીયો સાથે વાર્ત્તાલાપ.

**પ્રવેશ બીજો**-મણિકાન્ત અને ઘંટાકરણ પ્રજાના વોટ માંગેછે

**પ્રવેશ ત્રીજો**-સુકેશીની આજ્ઞાથી મણિકાન્ત અંબરીષને મારી નાંખવા ચાહે છે, પણ ભગવાનનું ચક્ર અંબરીષની રક્ષા કરે છે, કોઠાર ભરાઈ જવાના ચમત્કાર પછી આ ચક્રનો બીજો ચમત્કાર જોઈને જે મણિકાન્ત આજસુધી નાસ્તિક હતો તે આસ્તિક બને છે,

**પ્રવેશ ચોથો**-ઘંટાકરણ સ્ત્રિઓની એક સભા ભરે છે, અને પોતે પણ સ્ત્રી બનીને ત્યાં પહોંચી જાય છે, અને મણિકાન્તને

માટે વોટ ( મત ) માગે છે. તેની સ્ત્રી લીલા આવીને તેનો આ ભેદ ખુલ્લો કરી નાંખે છે,

**પ્રવેશ પાંચમો**-સ્વપ્નમાં ભગવાનની આજ્ઞા મળવાથી અંબરીષને ઇચ્છા ન હોવા છતાં પણ રાજ્ય લેવા તૈયાર થાય છે.

**પ્રવેશ છઠો**-મણિકાંત જે હજુસુધી નાસ્તિક હતો અને રાજ્યનો અતિ અભિલાષી હતો તે પોતે પોતાના હાથથી અંબરીષને તાજ પહેરાવે છે.

---

## અંક ત્રીજો.

**પ્રવેશ પહેલો**—ઘંટાકરણને એક પુત્ર છે. તે પુત્રનું નામ બૃહદેવશાસ્ત્રી આવીને ભગવાન્ રાખે છે.

**પ્રવેશ બીજો**—સુકેશી જે રાક્ષસી હતી તે હવે દેવી બની ગઇ છે, તે પોતાના હાથથી પોતાના પુત્ર મણિકાન્ત અને પોતાની પુત્રવધુ ઉમાને ભગવા વસ્ત્ર પહેરાવી તપસ્યા કરવા વનમાં મોકલે છે.

**પ્રવેશ ત્રીજો**—ક્રોધી દુર્વાસાની પોતાના શિષ્ય રૂદ્રદત્તની સાથે વાતચિત.

**પ્રવેશ ચોથો**—ઘંટાકરણ મરતી વખતે "ભગવાન્' ને સંભારે છે તેથી વિષ્ણુ ભગવાન્ ની પાંસે તેને વૈકુંઠમાં લઇ જાય છે.

**પ્રવેશ પાંચમો**-ભગવાન્ વિષ્ણુ અને સુદર્શનની વાતચીત,

**પ્રવેશ છઠો**—અંબરીષ અને પદ્મા એકાદશી વ્રત કરીને હવે બારશે તેનું પારણું કરવાની તૈયારી કરે છે, એટલામાં તપસ્વી દુર્વાસા આવે છે, અંબરીષ તેમને પણ આમંત્રણ આપે છે, દુર્વાસા યમુના સ્નાન કરી આવવા જણાવે છે, દ્વાદશી થોડીજ બાકી રહી માટે પારણાની પૂર્તિ કરવા માટે અમ્બરીષ ભગવાનનું ચરણામૃત લઈ લેછે. દુર્વાસા આવીને ક્રોધ કરે છે, અને કૃત્યા-

નલ ( દાવાનલ ) ઉત્પન્ન કરીને અંબરીષને ભસ્મ કરવા ચાહે છે, એટલામાં ચક્ર દુર્વાસાની પાછળ પડે છે, તેથી દુર્વાસા રક્ષા માટે બ્રહ્મલોક, શિવલોક, વિષ્ણુલોક દરેક જગાએ જાય છે. પરન્તુ કોઈ તેની રક્ષા કરતું નથી, છેવટે અંબરીષ પાસે આવે છે અને અંબરીષ તેમનો આદર કરે છે, અને પોતે ક્ષમા માંગે છે ભગવાન્ વિષ્ણુ પ્રગટ થઈને જાહેર કરે છે કે—આ લીલાની અંદર મારે એ નિર્ણય કરવાનો હતો કે-ભક્ત અને તપસ્વી બેઉ મોટા છે, ક્રોધ બુરી ચીજ છે, મારે મારા વ્હાલા ગરૂડને આટલુંજ બતાવવાનું હતું " અને સંસારમાં એ દેખાડવાનું છે કે. ઇશ્વિર ભક્તિના ત્રણ માર્ગ છે, જ્ઞાન, કર્મ, ઉપાસના અહીં તે ત્રણ માર્ગોના પન્થી ત્રણ દંપતિ છે.

નાભાગ અને સુકેશી—વેદાન્તી,
મણિકાન્ત અને ઉમા—તપસ્વી,
અંબરીષ અને પદ્મા— ભક્ત,

ઇતિઃ



# ઇશ્વર ભક્તિ.

## નાટકનાં ગાયનો.

### અંક પહેલો.

**નટ આદિ—** ૧

જય જય ગણપતિ ગણેશ ઋદ્ધિ સિદ્ધિ દાતા,
બલ દાયક, વર દાયક, સુખ દાયક
ગણનાયક જન કે ત્રાતા,
એક રદન ગજવદન દયા કે સદન, સદા ભય હારી,
મંગલકારી વિઘ્ન વિદારી, દયાવતારી ભણ્ડારી,
જો ચરણોં શીશ નવાતા, વહ જન મન વાંછિત પાતા,

**બાલિકાયેં—** ૨

ભારતબાલો, ફિર ભારત મેં લહરાયે ઇશ્વર ભક્તી,
ભારત કે બચ્ચે બચ્ચે કો ફિર ભાયે ઇશ્વર ભક્તી,
સતયુગ સે લેકર આજ તલક તુમ ઇશ્વર ભક્ત રહે હો,
અબ ભી કલિયુગ મેં કામ કરો, રહ જાયે ઈશ્વર ભક્તી,
ઇશ્વર ભક્તી શ્રી સમ્પતિ કે, હો તુમ્હી બડે અધિકારી,
યહ ન હો અભાગા સમઝ તુમ્હેં વિસરાયે, ઈશ્વર ભક્તી,
રખના હૈ 'રાધેશ્યામ' હમેં ઈશ્વર પર સદા ભરોસા,
વહ દયા કરેં તો ઘર ઘર મેં ફિર છાયે ઈશ્વર ભક્તી,

**ગરૂડ ઔર સુદર્શન—** ૩

શાન્તાકારં ભુજગશયનં પદ્મનાભં સુરેશમ્
વિશ્વાધારં ગગનસદૃશં, મેઘવર્ણં શુભાંગમ્
લક્ષ્મીકાન્તં કમલનયનં યોગિભિર્ધ્યાન ગમ્યમ
વન્દે વિષ્ણું ભવભયહરં સર્વ લોકૈક નાથમ્

**અંબરીષ આદિ—** ૪

મન મેરા અબ ઘનશ્યામ સોં લાગા,
રંગ બિરંગી ગુડિયોં કા રંગ બ્યાહ ભયે પર ત્યાગા;
જબ પ્રીતમ રંગ રંગી ચુનરિયા, રહા ન પચ રંગધાગા
હંસો કી ગતિ હંસ હી જાને, જાન સકે કા કાગા,
પારસ છોડી ગહૈ જો પત્થરી સો નર મહા અભાગા

**અંબરીષ—** ૫

ઇસ તન મેં રમા કરના, ઈસ મન મેં રમા કરના,
વૈકુણ્ઠ યહીં તો હૈ, ઇસ મેં હી બસા કરના;
હમ મોર બન કે મોહન, નાચા કરેંગે બનમેં.
તુમ શ્યામ ઘટા બન કર ઉસ બનમેં ઉડા કરના,
હોકર કે હમ પપીહા, પી પી રટા કરેંગે;
તુમ સ્વાતિ બુંદ બન કર, પ્યાસે પૈ દયા કરના.
હમ. રાધેશ્યામ, જગમેં, તુમ હી કો નિહારેંગે,
તુમ દિવ્ય જ્યોતિ બન કર, નયનોં મેં રહા કરના;

**ઘંટાકરણ—** ૬

સબ સે બડા રૂપઈયા જગ મેં સબ સે બડા રૂપઇયા,
જિસ પૈ નહીં રૂપઈયા ઉસ કા કોઇ ન ભાવ પુછૈયા;
જગ મેં સબ સે બડા રૂપઇયા.
પત્ની ભી પતિ સે કરતી હૈ કંગાલી મેં રાર,
પતિવ્રતા બન જાતી હય જબ આતા હૈ કલદાર;
હાંજી હાંજી કરને લગતે હૈં, બાબા ઔર મૈયા.
જગમેં સબ સે બડા રૂપીયા,
ધનુઆ ધુનિયા ભી ઈસ ધન સે બનતા ધનપતરાય;
લિખુઆ લોધી ભી લહમે મેં હોતા લખપતરાય.
કલુઆ કોલી ભી કહલાને લગતા કુલપતરાય,

ચમુઆ ચમડેવાલા ભી બન જાતા ચમ્પતરાય
જિસ કે પાસ રૂપૈયા વહ હૈ સારે જગ કા ભૈયા.
જગ મેં સબ સે બડા રૂપૈયા.

પદ્મા— ૭
મેરે જીવન કી માલા કે જીવન ધનતાર તુમ્હીં તો હો,
ઈસ હાર મેં જો ઉપહાર કો હય, કર રહે વિહાર તુમ્હીં તો હો
જભી પિરોતી બૈઠકર મૈં ધાગે મેં ફુલ,
તભી વિરહ કે ઔર ભી ચુભતે તન મેં શુલ;
દેખના ડોર ન યહ ટુટે, હાથ સે છોર ન યહ છુટે,
માલા ઔર માલા વાલી કા સારાશૃંગાર તુમ્હીં તો હો;

ભગવાન વિષ્ણુ— ૮
જગતમેં ક્રોધ બડા બૈતાલ,
તાલ ઠોંક કર બડોં બડોં કા પહુંચાતા પાતાલ;
હૃદય કુણ્ડ મેં ક્રોધ કી જભી ધધકતી આગ.
સ્વાહા હોતે હૈં સભી જ્ઞાન ધ્યાન વૈરાગ,
તપ કી જ્વાલા ભી બુઝ જાતી;
જબ જલતી યહ જ્વાલા.
જૈસે તરૂવર કે લિયે, દિન દિન દીમક ખાય,
તૈસે હી નર દેહ કો દેતા ક્રોધ સુખાય;
બલવાનોં કો નિર્બલ કરતા.
ક્ષણ મેં યહ ચણ્ડાલ.

કામસેના— ૯
ફુલબગિયા મેં આઈ બહાર, સજનવા
ડારો ડારો બૈયાં, મોરે ગરવા
ઉમંડ ઉમંડ કર ઉઠો હૈ જોબનવા
નૈન મેં હૈ પ્રેમ રંગ, ટૂટ રહો અંગ અંગ
દેખો પ્યારે, દેખો પ્યારે છાયો મદનવા

# અંક બીજો.

ઉમા—　　　　　૧૦

જગત મેં નારી ધર્મ્મ મહાન
નારી ને પ્રહ્લાદ ભક્ત સી દી જગ કો સન્તાન
અપને તન ઔર મન કા નારી
રખતી કભી ન ધ્યાન
પતિ કે તન મેં પતિ કે મનમેં
હોતી હૈ બલિદાન
નારી દલ જિસ દેશ મેં હોતા
સચ્ચરિત્ર ગુણવાન
ઉસી દેશ કો જગ મેં મિલતા
સબ સે ઉચ્ચસ્થાન

અંબરીષ—　　　　　૧૧

જગત કો જો ઉઠાયે હૈ ઉઠાતા હૈ ઉસે ઝૂલા
ઝુલાતા હૈ જો દુનિયા કો ઝુલાતા હૈ ઉસે ઝૂલા
નહીં ઝુલા હૈ ફુલોં કા યહ બન્ધન ભક્ત જન કા હૈ
પ્રકૃતિ કો જો ખિલાતા હૈ ખિલાતા હૈ ઉસે ઝૂલા
વહી આંખોં કે ભીતર હૈ વહી બાહર હૈ આંખોં કે
કભી ભીતર કભી બાહર નચાતા હઇ ઉસે ઝૂલા

અંબરીષ—　　　　　૧૨

ભગવાન મેરી નૈયા ઉસ પાર લગા દેના
અબ તક તો નિભાયા હય, આગે ભી નિભા દેના
દલબલ કે સાથ માયા ઘેરે જો મુઝે આકર
તો દેખતે ન રહના, ઝટ આકે બચા દેના

સંભવ હય ઝંઝટાં મેં, મૈં તુઝ કો ભૂલ જાઉં
પર નાથ, કહીં તુમ ભી મુઝ કો ન ભુલા દેના

ભગવાન્ વિષ્ણુ— ૧૩

નરોં મેં શ્રેષ્ઠ નૃપાલ કહાતા,
ન્યાયી હોના ધર્મ્મ હય ઉસ કા,
વેદ શાસ્ત્ર બતલાતા,
ન્યાયી હોકર ભક્ત ભી હો તા,
ઔર ભી વહ બઢ જાતા,
નર મણ્ડલ રક્ષા થી અપની,
નર પતિ ઉસે બનાતા,
ધરી લિયે તો અંશ વહ મેરા,
કહને મેં હય આતા,

ગાનારીઓ— ૧૪

સજની પૂજન કો હો તિયાર
ઉગા હય ચાંદ પૂર્ણમાસી કા
ચઢાઓ અર્ઘ્ય હોઉ બલિહાર
જગા હય ચાંદ પૂર્ણમાસી કા
મેરા પ્યારા ચાંદ મુઝ બેચૈન કે હય સામને
રૈન કા પતિ હંસ કે આયા રૈન કે હય સામને
દૂર ઇતના મુઝ સે હય ઔર પાસ ઇતના મુઝ સે હય
છુ નહીં સકતી હૂં મૈં પર નેન કે હય સામને
નિરખતા હય સારા સંસાર
ઉગા હય ચાંદ પૂર્ણમાસી કા

## અંક ત્રીજા

૧૫

**લીલા**—પ્રાણોં કે પ્યારે મૈં જાઉં તોપૈ વારી
**ઘણ્ટાકરણ**—પ્રાણોં સી પ્યારી તૂ દેવી મૈં પુજારી
**લીલા**—ઐસા નહીં હય ?
**ઘણ્ટાકરણ**—તો કૈસા હય ?
**લીલા**—તુમ ચન્દા મેં ચાંદની. તુમ સૂરજ મેં ધૂપ
**ઘણ્ટાકરણ**—મૈં લોભી કલદારસા પ્યારા તેરા રૂપ
**લીલા**—આરસ સી સી જોડી ગઇ—
**ઘણ્ટાકરણ**—બલિહારમ જી બલિહારમ
ભજકલદારમ ભજકલદારમ ભજકલદારમ દિલદારમ

**ભગવાન વિષ્ણુ**— ૧૬
ભક્તોં કે હૃદય સી મેં ઝનકાર હો રહા હું
વહ મેરે ઔર મેં ઉનકા આધાર હો રહા હું
હો બુન્દ આંસુઓં મેં, હો પ્રેમ કે ગોલોં મેં
મૈં એક સે હો હોકર સંસાર હો રહા હું
મૈં સૃષ્ટિ મય હી સૃષ્ટા, મય તૃપ્તિ મય હી તૃષ્ના
મય રૂદ્ર બન કે જગ મેં, સંહાર હો રહા હું

**અંબરીષ આદિ**— ૧૭
જય જય શ્રીપતિ, જય લક્ષ્મીપતિ, જયકમલાધીશ
હરિ જય કમલાધીશ
જગદાધાર જયકર [ ૨ ] જગપતિ જગદીશા
ૐ નમો નારાયણાય,
અમર, અનાદિ, અનન્ત, અગોચર, અખિલભુવનભર્તા,
તુમહી વિધિ હરિ હર હો ( ૨ ) કર્તા ધર્તા સહર્તા
ૐ નમો નારાયણાય ઇતિ:

# જાહેર ખબર.

---

ન્યુ આલફ્રેડ નાટક કંપનીની નીચે લખેલી ચોપડીયો કંપનીનો જ્યાં મુકામ હશે ત્યાંથી રોકડી કીમતે મળશે વી. પી. કરવામાં આવશે નહી.

| | |
|---|---|
| ૧. વીર અભિમન્યુ | ૧૭. ચલતા પુર્જા |
| ૨. પરમ ભક્ત પ્રહલાદ | ૧૮. ખૂબસુરત બલા |
| ૩. શ્રી કૃષ્ણ અવતાર | ૧૯. દિલ ફરોશ |
| ૪. પરિવર્ત્તન | ૨૦. ભુલ ભુલૈયા |
| ૫ ઈશ્વર ભક્તિ | ૨૧. ખ્વાબે હસ્તી |
| ૬. રૂકિમણિ મંગલ | ૨૨. અછૂતાદામન |
| ૭ રાજા હરિશ્ચન્દ્ર | ૨૩. શરીફ બદમાશ |
| ૮. ચંદ્રગુપ્ત | ૨૪. નિઝામે અકબર |
| ૯. ગૌતમ બુદ્ધ | ૨૫. અલાઉદ્દીન ચીરાગ |
| ૧૦. શ્રવણ કુમાર | ૨૬. બીમારે બુલબુલ |
| ૧૧ આબે ઈબલીસ | ૨૭. અલીબાબા ચાલીસચોર |
| ૧૨. સુલતાન ફરીદ | ૨૮. તલિસ્મે સુલેમાન |
| ૧૩. ખુરશીદે જર નિગાર ઉર્ફે ફિસાને અજાયબ | ૨૯. લૈલા ઉર્ફે સિતારે મંગરેલિયા |
| ૧૪. તાસીરે ખ્વાબ | ૩૦. તેગે સિતમ |
| ૧૫. ચન્દ્રાવલી | ૩૧. દ્રૌપદી સ્વયંવર |
| ૧૬ મશરિકી હુર | |

મેનેજીંગ પ્રોપ્રાઈટર.

**માણેકશાહ કોલાભાઈ બલસારા.**